

ચિત્ર: એ. કેનેવસ્કી

અંગ્રેજી અનુવાદ: જિમ રિઓરડેન

ગુજરાતી: સુધીર જે.



વીત્યા અને સ્લાવિક પાડોશી હતા.

એ હંમેશા એક-બીજાને મળવા માટે આવતા-જતા હતા.

એક દિવસ વીત્યા સ્લાવિકને મળવા આવ્યો ત્યારે સ્લાવિકે કહ્યું"

"ચાલો, સંતાકૂકડી રમીએ!"



"ઠીક છે," વીત્યાએ કહ્યું. "હું પહેલા સંતાઈ જઈશ."

"ભલે, હું તને શોધવાની કોશિશ કરીશ," સ્લાવિકે કહ્યું અને એ પરસાળમાં ચાલ્યો ગયો.

વીત્યા રૂમમાં દોડીને ગયો. એ સરકીને પલંગ નીચે સંતાઈ ગયો અને બૂમ પાડી:

"તૈયાર!"

સ્લાવિક અંદર આવ્યો. એણે પલંગ નીચે જોયું અને વીત્યાને તરત શોધી લીધો. વીત્યા ફરિયાદ કરતો સરકીને બહાર આવ્યો:

"આ બરાબર નથી. હું સરખો છુપાયો ન હતો! જો હું સરખો છુપાયો હોત તો તું મને શોધી ન શકત. હું પાછો છુપાઈ જાઉં છું."

"ઠીક છે, જો તું ચાહે તો ફરી છુપાઈ જા," સ્લાવિકે સહમતી દર્શાવી અને પરસાળમાં પાછો જતો રહ્યો.



વીત્યા છુપાવાની જગ્યા ગોતવા વાડામાં દોડયો. મઢૂલી (શેડ) પાસે એને શ્વાનગૃહ દેખાયું જેમાં બોબિક કૂતરો હતો. એણે ત્વરાથી બોબિકને બહાર ખદેડયો, અને પોતે શ્વાનગૃહમાં અંદર ઘુસી ગયો અને બૂમ પાડી:

"તૈયાર!"

સ્લાવિક વાડામાં આવ્યો અને વીત્યાને શોધવા લાગ્યો. એણે ઘણી કોશિશ કરી પણ એ એને શોધી ન શક્યો.

થોડી વાર પછી વીત્યા શ્વાનગૃહમાં અંદર બેસીને કંટાળી ગયો અને એ બહાર ડોકિયાં કરવા લાગ્યો. ત્યાં સ્લાવિકે એને જોયો અને બૂમ પાડી:





"તો તું ત્યાં છે! ચાલ બહાર નીકળ!" વીત્યા શ્વાનગૃહમાં થી ભાંખડીએ ચાલીને બહાર આવ્યો અને બોલ્યો:

"આ વાજબી નથી! તેં મને ગોતી કાઢ્યો નથી. મેં મારું માથું બહાર કાઢ્યું હતું."

"અચ્છા, એ કહે કે તેં તારું માથું બહાર કેમ કાઢ્યું હતું?"

"હું કૂતરાના ઘરમાં ઝૂકીને બેઠો-બેઠો થાકી ગયો હતો. જો હું ખભામાં થી વાંકો વળીને ન બેઠો હોત તો તેં મને શોધી કાઢ્યો ન હોત. હું ફરી સંતાઈ જાઉં છું."

"ના, હવે સંતાવાનો વારો મારો છે," સ્લાવિકે કહ્યું.

"તો હું રમીશ જ નહીં!" વીત્યા એ દબડાવીને કહ્યું.



"ઠીક છે, તારે ફરી છુપાવું હોય તો છુપાઈ જા," સ્લાવિકે હાર માનીને કહ્યું.

વીત્યા રૂમમાં ગયો અને દરવાજો બંધ કર્યો. એ કપડાં ટીંગાડવાના સ્ટેન્ડ પાછળ ગયો અને એક કોટની નીચે છુપાઈ ગયો. સ્લાવિક ફરી એને શોધવા લાગ્યો. એણે જેવો દરવાજો ખોલ્યો, બોબિક કૂતરો રૂમમાં ઘુસી ગયો અને કપડાંના સ્ટેન્ડ પાસે જઈને નાક ઘસીને વીત્યાને હેત કરવા લાગ્યો. વીત્યાએ ગુસ્સામાં લાત મારીને કૂતરાને દૂર કર્યો.

સ્લાવિકે જોયું અને બૂમ પાડી:

"તો તું અહીં છે! બહાર આવ!" વીત્યા સરકીને બહાર આવ્યો અને બોલ્યો:

"આ બરાબર નથી! તું મને શોધી નથી શક્યો. એ તો બોબિક હતો જેણે મને શોધી કાઢ્યો. હું ફરી છુપાઈ જઈશ!"

"ના, તું નહીં," સ્લાવિકે કહ્યું. "તું વારે-વારે સંતાઈ જાય છે, અને હું જ તને દરેક વખતે શોધું છું."

"ઠીક છે, બસ હજી એક વાર તું મને ગોતવા આવ, એ પછી તું સંતાઈ જજે," વીત્યાએ કહ્યું.





સ્લાવિકે ફરી એની આંખો બંધ કરી. આ વખતે વીત્યા રસોડામાં દોડયો. એણે આલમારીમાં થી બધા કાચના વાસણો બહાર કાઢ્યા, અંદર સંતાઈ ગયો, અને બૂમ પાડી:

"તૈયાર!"

સ્લાવિક રસોડામાં ધુસ્યો. જયારે એણે જમીન પર કાચના વાસણો ફેલાયેલા જોયા, તો એણે તરત અનુમાન કર્યું કે વીત્યા ત્યાં જ છુપાયો હશે. સ્લાવિક ચુપચાપ આલમારી પાસે ગયો, અને બહાર થી આલમારીને કડી લગાવી, પછી આંગણામાં એ બોબિક સાથે સંતાકૂકડી રમવા લાગ્યો. સ્લાવિક સંતાઈ ગયો અને બોબિકે એને શોધ્યો.

"આ બહુ સરસ છે!" સ્લાવિકે વિચાર્યું. "બોબિક સાથે રમવાનું વીત્યા થી વધારે મજેદાર છે." થોડી વાર પછી આલમારીમાં બેઠા-બેઠા વીત્યા થાકી ગયો. એણે બહાર નીકળવાની કોશિશ કરી, પણ એનાથી દરવાજો ખુલ્યો જ નહીં.

એ ડરી ગયો અને બૂમ પાડવા લાગ્યો:

"સ્લાવિક! સ્લાવિક!"

સ્લાવિકે એનો અવાજ સાંભળ્યો અને એ અંદર દોડયો.

"મને અહીં થી બહાર કાઢ!" વીત્યાએ બૂમ પાડી. "દરવાજો ખૂલતો નથી."

"બીજી વાર જો તું મને શોધવા આવીશ તો જ હું તને બહાર કાઢીશ."

"તું મને ગોતી શક્યો નહીં તો હું તને શું કામ ગોતવા આવું."

"પણ આ વખતે તો હું તને ગોતી શક્યો."

"તેં મને ગોત્યો નથી. મેં બૂમ પાડી. મેં બૂમ પાડી ન હોત તો તું મને ગોતી ન શકત."



"ઠીક છે, તો તું આલમારીમાં જ બંધ રહે. હું બહાર જઈને રમીશ," સ્લાવિકે કહ્યું.

"તું એવું ન કરી શકે!" વીત્યાએ બૂમ પાડી. "એ મૈત્રીપૂર્ણ કામ ન કહેવાય."

"દર વખતે હું જ તને શોધું, એ મૈત્રીપૂર્ણ કામ કહેવાય?"

"હા, કહેવાય."

"તો તું આલમારીમાં જ આખો દિવસ રહે."

"ઠીક છે, આ વખતે હું તને ગોતીશ, પણ પહેલા તું મને બહાર તો કાઢ," વીત્યાએ વિનંતી કરી.

સ્લાવિકે કડી ખોલી. વીત્યા બહાર નીકળ્યો. કડીને ખુલ્લી જોઈને એ બોલ્યો:

"તેં મને જાણી જોઈને આલમારીમાં બંધ કર્યો? હવે હું તને શોધીશ નહીં!"

"ભલે, નહીં ગોતતો," સ્લાવિકે કહ્યું. "હું બોબિક સાથે રમવાનું વધારે પસંદ કરીશ."

"પણ બોબિક તને શોધી નહીં શકે, કેમ?"

"ના, એ મને શોધી શકે છે. એ ગોતવામાં તારા કરતા પણ વધારે સારો છે!"

"તો આપણે બંને બોબિક થી સંતાઈ જઇયે."

વીત્યા અને સ્લાવિક આંગણામાં ગયા અને બોબિક થી સંતાવા લાગ્યા. બોબિક સંતાકૂકડી રમવામાં સારો હતો, પણ એ એની આંખો કસીને બંધ રાખી શકતો ન હતો.



અંગ્રેજી અનુવાદ: જિમ રિઓરડેન
ચિત્ર: એ. કેનેવસ્કી
હિન્દી અનુવાદ: અરવિંદ ગુપ્તા

સંપાદન: એવગેની સ્પિરિન, અરવિંદ ગુપ્તા
રચના: એવગેની સ્પિરિન, અરવિંદ ગુપ્તા, દામિત્ર માઝાનવ

**International project:**
**"Mini Progress and Mini Raduga“**
**And project: " Mir-titles"**





અમીનદાવ મોઇસેવિચ કેનેવસ્કી - કલાકાર અને ચિત્રકાર

રશિયામાં જન્મ 17 માર્ચ, 1898.

1976 માં યુએસએસઆર માં મૃત્યુ.

આરએસએફએસઆર ના લોકોના આર્ટિસ્ટ (1966), યુએસએસઆર એકેડેમી ઓફ આર્ટસ ના સદસ્ય (1962).

યુક્રેનના શહેર એલીસવેતગ્રાદમાં જન્મ. 1921 માં, કેનેવસ્કી ને એના સૈન્યના એકમે VKHUTEMAS અધ્યયન કરવા મોકલ્યો.

કેનેવસ્કી નું પહેલું ચિત્ર 1924 માં "બેઝબોઝનિક યુ સ્ટેનકા" માં છપાયું. વીસના દશકમાં એણે "પાયોનિયર" અને "દાએશ" પત્રિકાઓમાં, સમાચારપત્રકમાં અને "ક્રોકોડીલ" માં લગાતાર કામ કર્યું. સોવિયેત લોકોની ઘણી પેઢી આ કલાકાર દ્વારા ચિત્રિત પુસ્તકો ને વાંચીને મોટી થઈ. એ.એન. ટોલ્સટોય દ્વારા "દ ગોલ્ડન કી, અથવા દ એડવેન્ચર્સ ઓફ બુરાટીનો" માટે એણે ચિત્ર, 1940 ના દશક ના ઉતરાર્ધમાં બનાવ્યા. એ ચિત્ર ઘણીવાર પુનર્મુદ્રિત થયા છે.

પુસ્તક અને પત્રિકાઓ સિવાય, 1930-1960 સુધી સ્વતંત્ર રૂપ થી ચિત્રો બનાવ્યા, જે આજે પણ દર્શકો થી અજાણ છે. 1937 માં એણે મુરઝીલ્કા નામના એક પાત્ર નું ચિત્ર બનાવ્યું, જે રશિયા માં પ્રસિદ્ધ થયું - લાલ રંગ ની ટોપી પહેરેલો એક પીળા રંગ નો નાનો છોકરો, જેના ગળામાં સ્કાર્ફ અને ખભા પર એક કેમેરા લટકતો હતો. અમીનાદવ કેનેવસ્કી નું મૃત્યુ મોસ્કોમાં થયું અને એને ગોલોવિન્સકોય કબ્રસ્તાનમાં દફનાવવામાં આવ્યા.